આ બધું થઈ રહ્યા કેડે મને પ્રતીતિ થઈ ગઈ—સહજ અને સહસા કે મારા જીવનમાં સન્ધ્યા મોરી !

*

જેવાં ઉષાનાં કુળાં તેજનાં સરવરિયાં, જેવાં મધ્યાહ્નના ઓજસ્‌ભર્યા તેજના પ્રચંડ તરંગો તેવાં સન્ધ્યાનાં મીઠાશભર્યાં આથમતાં અજવાળાં ! એમાં દુઃખ અને ગ્લાનિને સ્થાન શા માટે ?

તા. ૧૨ મી ફેબ્રુઆરી, ૧૯૪૨ને દિવસે હૃદયમાં દુઃખ શરૂ થયું. તા. ૧૩ મીએ જયસુખભાઈના જન્મદિવસે, મહાશિવરાત્રીએ એ દુઃખ વધ્યું. હું બિછાનાવશ થયો. જીર્ણ દુર્ગ માંડ માંડ ટકી રહ્યો હતો તેમાં એક દિશાએ અતિ મહત્વની દિશાએ દીવાલ તૂટી. જીર્ણ તો જીર્ણ પણ અસલનો એટલે દુર્ગ તે વેળા પડ્યો નહિ પણ પડું પડું તો થઈ રહ્યો.

સન્ધ્યાના રંગ ઘેરા થવા લાગ્યા. મિત્રોનાં જૂથ પણ સંજોગવશાત્ છિન્નભિન્ન થઈ જવા માંડ્યાં. યશવંત પંડ્યા દિલ્હી ગયા. કિશનસિંહ ચાવડા વડોદરાને વડલે વસ્યા. રમેશ દીક્ષિત કામમાં પડ્યા. દલપતરામ-ભાગીરથી ભાવનગર નાઠાં. ઈન્દુભાઈ-દેવયાની રાજકારણમાં પડ્યાં. કિસનલાલ-શીલાવતી ચોથે મજલે અને તે પણ મુંબઈમાં રહ્યાં. કલમબહાદૂરો હું શુક્રવારે જઈ શકું નહિ એટલે મળતા દુર્લભ થયા. મંજુબહેન પરણીને સાસરે ગયાં. લીનીબહેન કામના બોજામાં ડૂબી ગયાં. કરણુલાલ જેવા જૂના જોગીએ અને મનોરમા જેવી બહેને તો આ જગત જ છોડી દીધું. હશે, જગત તો જુવાનોનું છે, દાવમાં હોય ત્યારે સદી ઉપર સદી ઠોકનારનું છે, સામે હોય ત્યારે ખેલદિલીથી દુશ્મનોની વિકેટને ગુલાંટ ખવડાવનારનું છે.

જેમણે દાવ પૂરો કર્યો હોય તેમણે તો પેવિલિયનમાં બેસીને કોઈ જૂનાં રહ્યાંસહ્યાં સાથીઓની સાથે આપવીતી માણવાની રહી અને કોઈ જુવાનીઆ એ આપવીતી જાણવાની આકાંક્ષા દાખવે તો

તેમને પાસે બેસાડી એ આપવીતી જણાવીએ છીએ એમ બતાવી એમની જુવાનીનાં જુવાળનાં જોસ જોઈ આપણાં ગત જોબનનાં જળતરંગનાં સ્મરણોનો ઉપભોગ કરવાનો રહ્યો.

અને તેમ કરવામાં પણ દુઃખ છે, ખેદ છે, ગ્લાનિ છે, એવું કોણે કહ્યું? સાકી જુદા જુદા શરાબના પ્યાલા લાવે છે. કલાકાર હોય તો એ જુદા જુદા શરાબની જુદી જુદી લિજ્જત માણી શકે.

દાવ ખેલતી વેળા જેવી જેની કલા: કોઈ પાંચ કલાક રમીને પાંચ રન નોંધાવે. કોઈ પચીસ મિનીટમાં સદી ઠોકી નાખે, કોઇ જામ રણજિતસિંહની પેઠે ઉચ્ચતમ કલાનાં દર્શન કરાવે. દાવ ખતમ થાય, અંપાયરની આંગળી ઊંચી થાય તે વેળા અણનમ, અજિત, પ્રસન્નવદન, જ્યાંથી આવ્યો હોય ત્યાં ચાલ્યો જાય! અને પોતાની પાછળ ખેલદિલીની મીઠી સોરમ મૂકતો જાય.

*

અને આ શાંત, મીઠાશ મોરતી સન્ધ્યાના આથમતે અજવાળે, સર રિચાર્ડ બર્ટનના 'કાસિદાહ' નામના કાવ્યની અમુક પંક્તિઓ મારા સ્મરણતરંગે ચડે છે અને ધીમે ધીમે ક્ષિતિજમાં વિલીન થઈ જાય છે, અને હું—હું ગૂઢ શાંતિ, મીઠી લાગતી શાંતિ, અનુભવી રહું છું:

Then if Nirwana round our life
    With nothingness, 'its haply best;
Thy toils and troubles, want and woe
    At length have won their guerdon-Rest.

Wend now thy way with brow serene
    Fear not thy humble tale to tell:—
The whispers of the Desert-wind;
    The tinkling of the camels bell.



# શબ્દસૂચી

[ નામ આગળ "+"ની નિશાની ખંડ ત્રીજાનાં પૃષ્ઠ સૂચવે છે. ]

ઝ



ટ



ઠ



ડ

### ત



### દ



### ધ



### ન

ય



ર

## શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની કૃતિઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | પરિણીતા | [ નગીનદાસ પારેખ ] | ૦–૧૨—૦ |
| ૨ | પલ્લીસમાજ | ,, ,, | ૧—૮—૦ |
| ૩ | છબી | [ ગોપાળદાસ જી. પટેલ ] | ૧—૮—૦ |
| ૪ | ચંદ્રનાથ | [ નગીનદાસ પારેખ ] | ૧—૪—૦ |
| ૫ | સ્વામી | [ રમણુલાલ સોની ] | ૨—૦—૦ |
| ૬ | કાશીનાથ | ,, ,, | ૨—૮—૦ |
| ૭ | દેવદાસ | જયભિખ્ખુ ને ર. દી. દેશાઈ | ૨—૦—૦ |
| ૮ | શ્રીકાન્ત ભા. ૧-૨ | [ રમણુલાલ સોની ] | ૪—૦—૦ |
| ૯ | શ્રીકાન્ત ભા. ૩ | ,, ,, | ૩—૦—૦ |
| ૧૦ | શ્રીકાન્ત ભા. ૪ | ,, ,, | ૩—૮—૦ |
| ૧૧ | ગૃહદાહ | ભોગીલાલ ગાંધી | ૩—૦—૦ |
| ૧૨ | વૃંદાવન | | ૨—૦—૦ |
| ૧૩ | સુવાસચંદ્ર | (વિપ્રદાસનો અનુવાદ) | ૩—૦—૦ |
| ૧૪ | શુભદા | રમણુલાલ સોની | ૨—૮—૦ |
| ૧૫ | અનુરાધા–બડીદિદિ | ,, ,, | ૪—૦—૦ |
| ૧૬ | નવીના (શેષ પ્રશ્ન) | ,, ,, | ૪—૮—૦ |
| ૧૭ | ભૈરવી | { કનકસિંહ ચાવડા | ૩—૦—૦ |
| ૧૮ | જીવનયાત્રા | અને રમણુલાલ સોની } | ૧–૧૨—૦ |
| ૧૯ | ચરિત્રહીન | ભોગીલાલ | ૫—૮—૦ |
| ૨૦ | કુળવતી | ,, | ૨—૮—૦ |
| ૨૧ | ત્રણ વાર્તાઓ | મહાદેવ દેશાઈ | ૦–૧૨—૦ |
| ૨૨ | દુર્ગા | બચુભાઈ શુકલ | ૨—૮—૦ |
| ૨૩ | નવી વહુ | ,, | ૪—૮—૦ |
| ૨૪ | શરદબાબુની બાળવાતો | [ રમણુલાલ સોની ] | ૧—૮—૦ |
| ૨૫ | અપૂર્વ ભારતી | | ૫—૮—૦ |